॥ ૐ શ્રી ॥

# ચોઠાનો વિલાસ

અને

## રિસાયલી રસિલી

ગઝલ.

પતિ પ્યારા નયન તારા મહા આનંદ માણીશું;
લીઓ વિલાસ ચૌઠાનો પ્રીતમજી આજ વાંચીશું.
( આ પુસ્તકમાંથીજ. )

લેખક અને પ્રકાશક
કુ[illegible]શંકર જીવરામ પુરોહિત
મૂળવતન–ડરોલી. [ પોસ્ટ [illegible]થલ, ]
હાલ, મુખ્ય શિક્ષક–નાયકા. [ જી૦ ખેડા. ]



પ્રથમાવૃત્તિ સંવત ૧૯૭૭. પ્રત. ૨૦૦૦.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું
ભાટીઆ—અમદાવાદ.

કિંમત. ૦–૨–૦.

## ઉપકાર પત્રિકા.

રા. રા. શ્રીમાન પટેલ રત્ન—

### ભાઇજીભાઇ પુંજાભાઇ.

શુભસ્થળ નાયકા.

સ્નેહી ! આપશ્રી મ્હારા પ્રત્યે પરમ મમતા ધરાવો છો. બ્રાહ્મણ વર્ગ સ્વધર્મ પાળી અન્યને પળાવે એ જોવાને આપ અહર્નિશ ઉત્સુક રહો છો, અને એજ હેતુથી આપે આ ગામના ત્રણ બ્રહ્મપુત્રોને ઉપવિત સંસ્કાર કરાવી તેમાંના બેને સિદ્ધપુર ગોપાળ કૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમમાં સ્વધર્મ શીખવા મોકલી આપ્યા છે; આવાંજ પરોપકારનાં કામ આપ અહર્નિશ કરતા આવ્યા છો.

આપશ્રીને આ પુસ્તક છપાવવા બાબતમાં આર્થિક સહાય કરવાનું કહેતાં આપે કંઇ પણ સામો પ્રશ્ન ન પૂછતાં " માસ્તર સાહેબ, સુખેથી છપાવો, છપામણી ખર્ચ હું બક્ષીસ આપીશ " એવી હંમેશની મિઠાશભરી વાણીથી વચન આપ્યું. આવી અનુપમ ઉદારતા દાખવનાર આપ નરરત્નની સહાયતાથી હું આ પુસ્તક વાંચકવર્ગના કરકમળમાં મૂકવા ભાગ્યશાળી થયો છું તે બાબત હું અને [illegible]ાચકવર્ગ આપનો જેટલો આભાર ન માનીએ તેટલો [illegible] છો છે.

પરમાત્મા આપને તથા આપના કુટુંબને દીર્ઘાયુષ [illegible]વાંજ કામ કરાવો એવી મ્હારી પ્રભુ પ્રત્યે

[illegible]ા—નાયકા. લી: હું છું આપનો આભારી. કુબેરશંકર જીવરામ પુરોહિત. હેડમાસ્તર.—નાયકા. જીલ્લે ખેડા.

# પ્રસ્તાવના

પ્રિય વાચક, આ મ્હારો પ્રથમ પ્રયાસ છે. આ કાર્ય મ્હેં કવિ કે લેખકમાં ગણવા માટે નથી કર્યું. ગુર્જર સાહિત્યવાટિકાની વાડ અગાડી બેઠે બેઠે, ધૂળની ઢગલી કરી ત્હેમાં રોપો રોપવાની આ બાળક્રિડા કરી છે. ક્યાં એ અંદરનાં ફાલ્યાં ફૂલ્યાં અનેરાં વૃક્ષોનાં પરાગવન્તાં પુષ્પોનો મોંઘેરો મઘમઘાટ; અને ક્યાં આ મ્હારી બાળક્રિડાવત્ કરેલી કૃતિ.

લેખકે એક મેળાનું વર્ણન લખવાનો મિથ્યા આડંબર શા માટે કર્યો હશે? આવો પ્રશ્ન પૂછનારને મ્હારે વિનવવું ઘટે છે કે—આ મેળામાં ઘણો રસ લેતા મ્હારા કેટલાએક મિત્રોની ખાસ માગણી; અને પુસ્તકનો સત્વર વિક્રય થતાં સાહિત્યનો કોઇ અન્ય રસિક ગ્રન્થ બહાર પાડવાની મ્હારી ઇચ્છા. એ બેજ કારણ છે.

આ કાર્ય મ્હેં ઉતાવળથી કર્યું છે, એટલે યાત્રાની ઉત્પત્તિનો ભરોસાદાર ઇતિહાસ મેળવવાની કડાકુટમાં પડાયું નથી; તો પણ જે દંતકથા ઘણામુખે સાંભળવામાં આવી છે તે વિસ્તારથી લખી છે.

આ પુસ્તકનો વિક્રય કરી આપવાનું કાર્ય માથે લેનાર નાયકાના નાકરૂપ ગણાતા, મર્હુમ પટેલ મોહનદાસ ચેલ-

દાસના ચતુર પુત્ર ગોવિંદલાલ, માતર નિવાસી શંકરલાલ, એ. બારોટ, અંબાલાલ લીલાધર દવે, નાયકા. અંબાલાલ નાથાભાઈ પટેલ કેસ્ચલ, ડાહ્યાભાઈ કે. કાછીઆ માતર, બહેચરલાલ દેવશંકર મહેતા નાયકા. એ સર્વેનાં મુબારક નામોની આ સ્થળે નોંધ લેવાની રજા લઇ, વિરમુ છું.

ગ્રન્થકર્તા.

## ઓળખાણ.

વૌઠા એ ધોળકા સ્ટેશનથી સાત માઈલ પર સરિતાના સંગમ પર આવેલુ નાનકડું મનોહર ગામડું છે. આ ગામથી થોડેજ અન્તરે વાત્રક નદી પોતાની બીજી પાંચ બ્હેનોને સાથે લઇને સાબ્રમતિને મનોહર રીતે મળે છે. આ પ્રમાણે સાત સરિતાનાં નીર અહીં ભેગાં થાય છે.

આ રસકસવતી ગુર્જરિ ભૂમિમાં મનને મુગ્ધ કરી નાખે એવાં, અનેરાં સ્થળોની ખોટ નથી. તોપણ શુકલતીર્થના કબીરવડની અને દેવદિવાળી પરની આ સ્થળની મઝા તો જેણે માણી હોય તેજ જાણે.

દેવદિવાળી પરનો અહીંનો અનેરો દેખાવ આગળ વિસ્તારથી વર્ણવવામાં આવ્યો છે, એમાં લેશ પણ અતિશયોક્તિ કરવામાં આવી નથી એ અહીં નજરે નિહાળતાં જણાશે.

## પ્રાર્થના.

[ શાર્દુલવિક્રિડિત. ]

શ્રી શંકરજયન્તીમા સહુ જશે, દેવો તણો સાથજી,
તે વિષે વિચાર કેમ ન કરો, વંકાયલા નાથજી;
પ્યારી સાથ સિધાવશું પરમ હિ, એવાં વધા વેણુ જે,
તે શ્રી વિષ્નુ સદા સહુ જન પરે, ઢાળો અમી નેન એ.

## રિસાયલી રસિલી.

પોતાના વિલાસ ભૂવનમાં પ્રવેશ કરતો સુંદર-લાલ; પોતાની પ્રાણપ્રિયાને રૂષણું સજીને બેઠેલી જોઇ વિચારમાં પડે છે. માનીનિને મમતાભર્યાં વચને મનાવવાનો પ્રયત્ન કરતાં બન્ને વચ્ચે નીચેનો રસિક સંવાદ બની રહે છે.

રાગ—નાટકી—ચાલો રંગ રસિયા ચાલો રંગ રમીઆ રંગે
રમાડુ આવાર.

સુ૦—શાને રંગિલી શાને રસિલી રિસાઇને બેઠાં છો આજ,
રસિકડી રિસાઇને બેઠાં છો આજ;

સવિતા૦—હઠો હઠીલા, છેલા છકેલા શું છે તમારે કાજ,
છકેલા શું છે તમારે કાજ.

સુ૦—રૂષણુ રસકડી શાને સજ્યું આ સમજાણો તેનો ન સાર,
સુંદરી સમજાણો તેનો ન સાર;

સ૦—સાર સમજાવે સાર નથી કંઇ ક્યાં છે કોઇની દરકાર,
તમારે ક્યાં છે કોઇની દરકાર.

સુ૦—સાસુએ સંતાપ્યાં શાણી સમજણી બાપુએ કીધા કંઇ બોલ,
બરાબર બાપુએ કીધા કંઇ બોલ;
સ૦—પ્યારી પુત્રી સમ સ્નેહે સંભાળે બોલો વિચારીને બોલ,
બોલકણા બોલો વિચારીને બોલ.
કરૂણા ધરી કામકાજ બતાવે આનંદ આપે અપાર,
અહા એ આનંદ આપે અપાર;
સાતે ભવે આ સાસુડી મળજો માગું છું આજે કિરતાર,
કરૂણાવું માગુછું આજે કિરતાર.
સુ૦—બ્હેને બ્હાદુરી બતાવા હશે બહુ કીધા હશે કંઇક બોલ,
કહ્યાગરીન કીધા હશે કંઇક બોલ;
સ૦—પોતે હો તેવા પેખો બીજાંને સમજી કરો તમે તોલ,
છકેલા સમજી કરો તમે તોલ.
ભાભી શણગારવે ભાઇ ગુણ ગાવે નવરાં ન પડતાં લગાર
અહા એ નવરા ન પડતા લગાર;
વચન ઉથાપે ન મ્હારૂં કદાપિ બ્હેનડી સહુમાં સરદાર,
અહા એ બેનડી સહુમાં સરદાર;
સુ૦—જેઠાણીએ જોર ઝાઝું જણાવી કપરૂં આપ્યું કંઇક કામ,
કહ્યાગરીને કપરૂં આપ્યું કંઇક કામ;
સ૦—જોડલું જુદું જરાએ પડે નહિ પેખો છો પોતે તમામ.
નમેરા પેખો છો પોતે તમામ.
સુ૦—ગોરી ગોવિંદે ગમત ગમતમાં ગભરાવ્યાં આજે અપાર,
ગોરીને ગભરાવ્યાં આજે અપાર;

સ૦—ભાભી ભાભી કહી કેડો ન મૂકતા આનંદ આપે અપાર,
અહા એ આનંદ આપે અપાર,
સુ૦—સાસુ અમારાં સાંભળ્યાં સમજણી પિતા આવ્યા આજે યાદ.
પદ્મિનીને પિતા આવ્યા આજે યાદ;
સ૦— તે વાતે રોકો છો ક્યારે રસિલા સમજું શાણા સિરતાજ,
આ સુન્દરીના સમજુ શાણા સીરતાજ.
સુ૦—ગોરી ઘરેણું કે સાડી વસાવું વ્હાલી વદોને વચન,
ઓ સુન્દરી સાચુ વદોને વચન.
સ૦—સુન્દર આભૂષણ સ્વામી છોગાળા સુન્દરીનું તન ધન,
છબીલા સુન્દરીનું તન ધન.
સુ૦—વાંક વસ્યો અમ વ્હાલી હૃદયમાં માફી માગુ છું હું આજ,
માનુની માફી માગું છું હું આજ;
સ૦—એવું વચન માં વ્હાલા ઉચરો છોજી મ્હારા સીરતાજ,
સલુણા છોજી મ્હારા સીરતાજ.
સુ૦—ચાળો તમારો જાણ્યો ચતુરા વસ્યો વૌઠાનો વિલાસ;
ચિત્તમાં મ્હોટયો વૌઠાનો વિલાસ;
સ૦—કેમ ત્યારે આપણે બધાંને ત્યાં જવાનું હવે નક્કીજ રાખ્યુંને ?
સુ૦ ગોરી ગુણવન્તી ઠીક થયું છે રજા મળી છે આજે ખાસ,
વકીલની રજા મળી છે ખાસ.
સ૦—વ્હાલા, તમે પહેલાં તો વૌઠાનો મેળો એમ બોલતા
હતા પરંતુ આપે હમણાં ઉચ્ચારેલો વૌઠાનો વિલાસ

એવો મધુરો શબ્દ તો મ્હને ઓરજ પ્રિય લાગ્યો.

સુ૦—સુન્દરી; પ્રિય લાગે તેવોજ એ શબ્દ છે; પરંતુ એ વિષે તમો વધારે સાંભળશો ત્યારે તો આવીજ અમુક પ્રકારની હઠજ પકડશો.

સ૦—એવું શું છે વ્હાલા, હવે તો સત્વર કહો.

સુ૦—શાણી, વૌઠાનો વિલાસ અને રિસાયલી રસિલી ( ત્હારા જેવીજ ) એ નામની હાલ નાયકા નિવાસી સાહીત્યસેવક પુલશંકર જીવરામ પુરોહિતે હમણાંજ એક બુક બહાર પાડી છે.

સ૦—ત્યારે તો—

ગઝલ.

પતિ પ્યારા નયન તારા અહા આનંદ માણીશું;
લીઓ વિલાસ વૌઠાનો પ્રિતમજી આજ વાંચીશું.

---

## નણંદ ભોજાઇ.

---

નણંદ—કેમ ભાભી, પછી વૌઠાના મેળામાં જવાને માટે શું વિચાર કર્યો ?

ભાભી—મ્હારી ઓકલીના હાથમાં છે બ્હેન.

નણંદ—વાહ ! આમ બ્હાનાં શું બતાવો છો ભાભી, મોટા ભાઇ તમારૂં કહેવું ન માને, એમ હું ધારતી નથી.

ભાભી—અરે જવાદોને બ્હેન. એ જાતના એવા આડા છે કે આપણે આપણી કંઇક વાત કહાડીએ તેટલામાંતો એ આડી આડી વાતો કહાડી વાત ધ્યાનપરજ લેશે નહિ.

નણંદ—આમ ઠગો છો શું ભાભી સાચેસાચુંજ કહીદોને.

ભાભી—પણ તમારા ભાઇને ઘર છોડી કંઇ જવુંજ પોષાતું નથી એટલે એ વિષે આપણે વાતજ શું કરવા કરીએ.

નણંદ—તેતો ત્હમારૂં સ્નેહબન્ધન. તમે મારા ભાઇ પર શીએ છાની ભૂરકી નાખી છે કે કામ પર જતાં પણ બણ ત્રણ વખત પાછા આવી રજા માગે ત્યારે એમને ચેન પડે.

ભાભી—જાવ જાવ આમ મજાક શું કરતાં હશો બ્હેન.

નણંદ—કેમ ત્યારે નહીંજ કહોને ?

ભાભી—લ્યો, ત્યારે કહીશ બ્હેન

નણંદ—જરૂર જવાય તેમ કરજો અને ન માને તો ( ધી-મેથી તમાચો મારીને ) આમ કરીને મનાવજો.

ભાભી—બળ્યું આમ શું કરતાં હશો બ્હેન ! હવે તમે કંઇ ન્હાનાં છો ? ધીરજ રાખો. મેળામાં આનંદ-પ્રસાદ પણ આવશે હો ?

નણંદ—જો ભાભી આમ ન બોલશો હો ! મ્હને ખોટું લાગે છે. ટીખળ જવાદો.

ભાભી—પણ 'હેન એક ખુશખબર કહું તો ?

નણંદ—તમો માગો તે આપું.

ભાભી—પહેલું કહો તમે શું આપશો ?

નણંદ—મારા ભાઇ આવી હઉ પછી કઇ ?

ભાભી—જ્યાં હોય ત્યાં ત્હમારા ભાઇનીજ વાત બીજું કંઇ નહિ.

નણંદ—પણ કહોને આપવાનું કહ્યા પહેલું કે પછીથી ?

ભાભી—મેળામાં આપણે બધાંને જવાનું છે. મ્હેં ગઇ કાલેજ તમારા ભાઇ પાસે નક્કી કરાવી લીધું છે. બીજું........

નણંદ—બીજું શું વળી.

ભાભી—કહું ?

નણંદ—હા, હા, કહોને.

ભાભી—આનંદપ્રસાદ પણ અચુક આવશે એમ તમારા ભાઇ કહેતા હતા. બોલો આ ખુશ ખબર એથી એ મ્હડે કે નહિ ?

નણંદ—( છણકા સાથે ) જો જો હો ભાભી, પછી ખોટું લાગશે. ઘણી વખત જ્યારે તમે થાકો છો, ત્યારે એજ નામ આગળ મૂકી મ્હને બોલતી બન્ધ કરો છો.

ભાભી—હયે ત્યારે અમારી વાત અટકી. ત્હમે જીત્યાં ને હું હારી.

વાંચનાર, આ પ્રમાણે નણુદંની શીખામણીથી રસિલી રિસાઇ, અને પોતાના પ્રિયતમ પાસે મેળામાં જવાની હા પડાવી ત્યારેજ મનાઈ. પ્રિય પાઠક, બધાંએ કુટુંબ આ પ્રમાણે આનંદથી રહેતાં હોય તો સાસુ વહુના કજીઆ નણુદ ભોજાઇની લડાઈ, દેરાણી જેઠાણીની ચડસાચડશી, સાસુનો સંતાપ, ગરિબડી ગાય તુલ્ય વહુ પર ગુજરતો જુલમ, એ બધાનો અંત આવે, અને સંસાર સ્વર્ગમય બની રહે. પરમેશ્વર ત્હને સદ્બુદ્ધિ આપે અને તું પણ આ પુસ્તક વાંચ્યા પછી ત્હારો સંસાર સ્વર્ગમય બનાવે એ મ્હારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

---

## વૌઠાના મેળાનો વિલાસ.

રાગ—મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી........
વૌઠાના મેળાની સ્હેલ સુણો સહેલાણી;
નરનારી જાય અથાગ હેત ઉર આણી.
અહીં નથી વૃક્ષની કુંજ વેળુનો પુંજ જ્યાંને ત્યાં ભાસે;
ચકચકતી રેતી અથાગ દિસે ચો પાસે.
સુંદર જળ નિર્મળ સાબ્રમતિનાં વહતાં;
વાત્રકનાં નિર્મળ નીર આવી અહીં ભળતાં

પૂર યૌવનવન્તી નાર ઝમકમાં ચાલે;
ત્યમ સાબ્રમતિ રંગિલી રાણી અહીં મ્હાલે.
કંઇ છેલ છબિલો આવી લ્હેર અહીં કરતાં;
નિજ ઉરતણો આનંદ પરસ્પર ધરતાં.
શુદ દ્વાદશીથી બીજ સુધીને ટાણે;
નરનારી મળી અથાગ મોજ બહુ માણે.
આ દેવભૂમિમાં દેવ આવી અહીં વરાતા;
નિજ દેવદિવાળી હળીમળીને ઉજવતા.

આ તંબુઓની ઠઠ ઘણેરી જામી;
ઉપર વિધવિધ નિશાન નહિ કંઈ ખામી
અહીં લાડુભટ્ટને મોજ ઘણેરી મળતી;
દિવસમાં દશ દશ વાર થાય છે ભરતી.

દક્ષિણા તણી આશાએ ઉર હરખાતા;
લાડુભટ્ટ દશ દશ વાર દિવસમાં જમતા.
નાટક સરકસ ચકડોળ ઘણા ચિત્ત હરતા;
જાદુવાળાઓ ચકિત જાદુથી કરતા.
મદછક્યા છેલીઆ છેલી ઘણી અહીં કરતા;
અપશબ્દ દુહામાં બોલી શરમ નવ ધરતા.

---

વૌઠા ગામ. ધોળકા સ્ટેશનથી ૭ માઈલ થાય છે. ત્યાં પ્રતિવર્ષે કાર્તિક શુદ બારશથી વદ ૨ સુધી વખાણવા લાયક મેળો ભરાય છે.

સ્ફટિકસમ સુંદર નીર અહીંઆ વહે છે;
ત્હેમાં દિવડાઓ જુઓ અનેક તરે છે.
દિવડાની હારનીહાર રહી આ ચાલી;
અહીં શોભાનો નહીં પાર મઝા બહુ જામી.
સુંદર સ્ફટીકમાં હીરલા સુંદર શોભે;
ત્યમ તરતા દિવડા શોભી ઉઠી મન લોભે.
કંઇ રૂડી રંગિલી નાર ગરબે અહીં ગાતી;
રૂડી ચન્દની ખીલી રસાળ હૈડે હરખાતી.
આનંદની રેલમછેલ રૂડી અહીં જામી;
અંતરનાં દુઃખરાં જાય બધાં અહીં વામી.

ગઝલ.

મંડાઇ હોટલો જ્યાં ત્યાં બજારો બેશ શોભે છે;
મળીને લાલ ને લલના ઉરે આનંદ લૂટે છે.
મળે છે શેઠશેઠાણી વળી પટેલપટલાણી;
દિસે જ્યમ રાયની રાંણી ઉરે આનંદ લૂટે છે.
અશાડે વર્ણ નરનારી જણાએ હર્ષમાં ભારી;
મઝા જામી ઘણી સારી ઉરે આનંદ લુટે છે.
વડા વૈઠા તણો મેળો લીઓને ખૂબ સો ભેળાં;
રમીએ આપણે ભેળાં કંઇ જન એમ બોલે છે.
" ચુરીને બંગરી પહેરી બનોને બેશ ઓ બાઇ; "
કહીને બંગડીવાળા સરસ શોખી બતાવે છે.

રૂડાં જમરૂખ ને કેળાં તણાતો થોક છે ભારી;
લઇને સર્વ નરનારી જણાએ હર્ષમાં ભારી.
પિયુ આ પાનને લ્યોને બીડો સુંદર બનાવોને;
મધુર મુખને દિપાવોને વદે છે ફાંકડી નારી.
લઈ રૂમાલ ને મોજાં પિયુજી પુત્ર શોભાવો;
વળી મિઠાઇ ને મેવા લીંબાને કેમ લોભાવો.
વદે છે એમ પટલાણી પટેલને હર્ષ ના માએ;
હુકમ સીર પર ચઢાવીને સર્વ ચીજો ખરીદે છે.
રૂડા આ ફુલને લ્યોને ગુંથું ફુલમાળ હું પ્યારા;
ચઢાવું દેવ હે મ્હારા સલુણા શ્યામજી શાણા.

આપણો સુન્દરલાલ અને સવિતા નદીમાં નાહીને ગરિબોને દાન આપી નીચે પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરતાં હતાં.

ગઝલ.

દીનોનાં દુઃખ હરવાને પ્રીતે પરમાર્થ કરવાને;
પ્રભુ તમ ધ્યાન ધરવાને મતિ માગુ પ્રભુ પ્યારા
પ્રપંચી ઊળ ના રાખુ ખરેખર સત્યને ભાખું;
પ્રભુ તમ પ્રેમને ચાખું મતિ માગું પ્રભુ પ્યારા;
પ્રભુ સંસારમાં આવી કરૂં સત્કર્મ હું પ્યારા.
રહો ના મુજથી ન્યારા મતિ માગુ પ્રભુ પ્યારા;
પિતામાતા તણી સેવા અહાહા મીઠડા મેવા;
ગણું સૌથી અધિક દેવા મતિ માગું પ્રભુ પ્યારા.

જનુની પેટ આવીને જરાએ જુઠ ના ભાખુ;
ખરેખર સત્યને ચાખું મતિ માગું પ્રભુ પ્યારા.
પરસ્ત્રી માત સમ પેખું જ્યહાં ત્યાં ધર્મને દેખું;
ગણુ મમ કર્મનું લેખું મતિ માગુ પ્રભુ પ્યારા.
દુઃખીનાં આંસુ લ્હોવાને દિલાસો ખૂબ દેવાને;
વળી દુઃખો હઠાવાને મતિ માગું પ્રભુ પ્યારા.
દુઃખીનો શબ્દ સુણીને કપાજો કાળજું મ્હારૂં.
સદા કરજોડ સ્નેહાળું મતિ માગું પ્રભુ પ્યારા.

વળી સુન્દરલાલ સરિતા સામું જોઇને ગણુગણુવા લાગ્યો.

રાગ—સખિ સ્વપ્ન મહીં મન મોહનમેં........

જળ નિર્મળ લઇ સરિતા વહતી,
નવ ગર્વ કશો દીલમાં ધરતી,
જગના જનને શીખ તું ધરતી;
નિર્મળ મન માનવી રાખ અરે.
પરિતાપથી પ્રાણી પિડાઇ અરે,
તુજ તટપર આવી વિસામો ધરે,
પરિતાપ સહુ જન તે વિસરે;
તુજ આશ્રયથી સુખ થાય અરે.
કુમળું ઉર ત્હારૂં અરે સરિતા,
ભરી તેહ મહીં શુભ નિર્મળતા,

જગના જન હા નથી કાં શીખતા;
સરિતા તુજ પાસથી નિર્મળતા.

સરિતા જે જગે તું પ્રવેશ કરે,
સહુ પ્રાણી તણા તું ક્લેશ હરે,
શુભ શાન્તિનો મન્ત્ર તહીં પ્રસરે;
મમ જીવન એવું બનાવ અરે.

* અનિલ પતિ અલિ ત્હારો અરે;
તુજ કોમળ ઉરે વિસામો ધરે,
મીઠી ગોષ્ટી કંઇ તુજ સાથ કરે;
મીઠડું મન મ્હારૂં બનાવ અરે.

કંઇ ઉષ્ણ પ્રદેશ મહીં વિચરી,
પાસે આવે પિયુ વ્હાલ ભરી,
દુઃખડાં સહુ જાય તહીં વિસરી;
વનિતા ઉર એવું બનાવ અરે.

શુભ સ્નિગ્ધતા સહવાસે ધરતો,
તુજ પ્રાણનાથ જ્યાં વિહરતો,
જનનાં ઉર સ્નિગ્ધજ ત્યાં કરતાં;
મમ જીવન એવું બનાવ અરે.

વ્હાલમ તુજ વ્યોમ વિહાર કરી,
વિખુટા ધનને વળી એક કરી,

---

* અનિલ=વાયુ

વરસાવે વારિ વ્હાલ ધરી;
જગજીવન યુવતિ ત્હારો પતિ.
તમો દંપતિ જગદુઃખડાં હરતાં,
વળી શાન્તિ અધિક દીલે ધરતાં,
સહુ દમ્પતિ આ નથી કાં શીખતાં;
જીવવું પર જીવન કાજ અરે.

---

×સ્નિગ્ધ=ભીનું. ×ઘન=વાદળ વારિ=પાણી વરસાદ. દંમ્પતિ=
ધણી ધણીઆણી.



# યાત્રાની ઉત્પત્તિ.

## ગઝલ.

વિલાસી વ્હાલીડું બેઠા સરિતા તીર શોભે છે;
અહાહા દિવ્ય ભૂમિ આ રસિકનાં ચિત્ત લોભે છે.
સરિતા શોભતી સારી સર્વને શીખ દે ભારી;
દુઃખીનાં દુઃખ ધોવાને ઉઠો બહાદુર નરનારી;
અહા આ ગામની અંદર હતાં આહીર નરનારી;
પદમણી શોભતી ચન્દા રઘાની માનીતી રાણી.
પ્રભાતે મોઠડું ગોરસ લઈને વેચવા પળતી,
રૂપાળો શોભતી રાધા ગર્વ ગોરી તણા હરતી.
રઘો લઈ ધેનુનાં ટોળાં સરિતા તીર પર જાએ;
બજાવી બંસરી સુન્દર સર્વનાં ચિત્ત લોભાવે.
સુણી બંસી તણો સ્વર ત્યાં નદીનાં નીર થોભે છે;
મૂકી દે ઘાસ ત્યાં ગાયો સર્વનાં ચિત્ત લોભે છે.
રસિલી રાધિકા ચન્દા કનૈયા કહાન શો આહીર;
વનિતા વેચી રહો મહીને ખડી થાતી સરિતા તીર.
સુણી બંસી રસિલી ત્યાં ઘણો ચન્દાજ હરખાતી;
વિંટાઇ વ્હાલમા કંઠે નયન નયનો મિલાવતી.
પ્રીતમને પ્રેમથી વળગી પદમણી પ્રેમથી પૂછે;
"વગાડો વ્હાલમા એ શું જણાવો આપનું એ છે.

નયચમાં નેનને રોપી શીખવતો શાણીને સ્વામી;
પસારૂં પ્રેમની જાળી નથી તું છૂટવા પામી.

---

રાગ—સાંભળજો સજ્જન નરનારી હેતે [illegible] સારીજી.

આ પ્રમાણે આ નરનારી આનંદ કરતાં અપારજી,
એવામાં એક કૌતક બનીઉં સાંભળતાં સૌ સાર;
કૌતક થાશેજી.

મનમાન્યો ચારો ચરતી સહું ગાયો ટોળે ફરતીજી,
છુટી પડી એક ગાય જતી જ્યાં હતી દૈવી ધરતી;
કૌતક થાશેજી.

એક ટેકરી નીકળી હતી આ ધરતીની માહેજી,
છૂટી પડી સૌ ગાયોથી ગાવડી ઉભે રહે જઈ ત્યાંહે;
કૌતક થાશેજી.

ઉભી રહે ત્યાં ગાવડી જ્યારે થાએ ચમત્કારજી,
ચાર આંચળથી દૂધ શ્રવીને નીકળે ત્હેની ધાર;
કૌતક થાશેજી.

આ પ્રમાણે રોજ બને ને દોવાઈ જાએ ગાયજી,
તે જોઈ ચન્દ્રાને ચિત્તે ચિન્તા અધિક ત્યાં થાએ;
કૌતક થાશેજી.

કોણ દુહે છે ગાવડી મ્હારી એમ મન થયું મનમાંહેજી,
પદ્મિનીએ એક બનીને વિચાર કિધો ત્યાંહે;
કૌતક થાશેજી.

---

* પદ્મિની=સર્વાંગે સુંદર સર્વગુણશાળી સ્ત્રી, કમળની તલાવડી.

આજ છૂપાઇને ધેનુની પાછળ ચરચા ચતુર તમે જોજોજી,
આલાકીથી ચોર પકડજો કરવું ઘટે તેમ કરજો;
કૌતક થાશેજી.

ચરચા જોતો અહીર ચાલ્યો પોતે ધેનુની પાછળજી,
ચરતી ચરતી ધેનુ આવી દેવી ટેકરી આગળ;
કૌતક થાશેજી.

ચાર આંચળથી સેર વછૂટી પય તણી તે વારજી,
પેખીને આહીર આશ્ચર્ય પામ્યો આશું બને કિરતાર;
કૌતક થાશેજી.

જઇને ગામમાં જાહેર કીધું કોઇ ન સાચું માનેજી,
બીજે દિ ગાયની પાછળ જાવા સર્વને લાગ્યું તાન;
કૌતક થાશેજી.

પ્રત્યક્ષ દીઠું સહુ નરનારી નવાઇ પામ્યાં ત્યાંહેજી,
ખોદાણ કીધું તેહ જગાએ શિવલીંગ નીકળ્યું ત્યાંહે;
કૌતક દીઠુંજી.

તેહ બાણુની સ્થાપના કીધી લોકું મળીયું ગામજી,
રિદ્ધિ સિદ્ધિથી પધરાવીને સિદ્ધનાથ પાડ્યું નામ;
કૌતક દીઠુંજી.

કાર્તક સુદી દ્વાદશીને દિ બનાવ બનીયો આએજી,
તેહ દિવસથી મોટો મેળો સરિતા તીર ભરાએ;
સજ્જન સુણજોજી.

સાભ્રમતિ ને વાત્રક કેરા સંગમ થાએ જ્યાંહેજી,
પવિત્ર તીર્થ માનીને સહુજન સ્નાન કરે છે ત્યાંહે;
સજ્જન સુણજોજી.

દંતકથા આવી ચાલે છે નજરે નથી નિહાળીજી,
દોષ હોય તો ક્ષમા કરશો સાંભળી તે વિસ્તારી;
સજ્જન સુણજોજી.

કૃપાળુ રઢીઆળું નામ છે દશક્રોશી માંહેજી,
× ભાદ્રપદી પુર્ણિમાને દિ લખ્યો ગોવિંદ ગુરુ માંહે;
સજ્જન સુણજોજી.

---

× સંવત ૧૯૭૭.

જાહેર ખબર.

# ભરોસાદાર ખાત્રીવાળી દવાઓ

ત્રીવેદીની તાવની દવા—આ દવા રોજીઓ, આંતરીઓ, તથા મેલેરિઆ જેવાં હઠીલા તાવને ફક્ત બેજ દિવસમાં નાબુદ કરે છે. એક બાટલી ચાર માણસ માટે બસ છે કિંમત ફક્ત ૦-૧૨-૦

ત્રિવેદીની ટોનિક પિલ્સ—આ અમારી ઉત્તમ ગોળીની એકજ બાટલી વાપરતાં, ગમે તેવો નપુંસક માણસ પણ શક્તિવાન બને છે. ૨૫ ગોળીની બાટલીની કિંમત ફક્ત ૧-૦-૦ છે.

આ સિવાય હરકોઇ દરદો માટે લખો.

દાકતર એન. આર. ત્રિવેદી

ઠે. શાહપુર કુવાવાળી પોળ—અમદાવાદ.

# સાહિત્યશોખીઓને ખુશ ખબર!

સંસ્કૃત સાહિત્યમાંનું અનેરૂં રત્ન ગીતગોવિંદ કે જેને માટે ત્હેનો કર્તા કવિશ્રી જયદેવ પુસ્તકની પ્રસ્તાવનામાંજ લેખે છે કેઃ—“જો તમારૂં ચિત્ત પ્રભુના ચરણે રમતું હોય, અથવા તમારા હૃદયને સ્ત્રી પુરુષના પ્રેમની વાર્તા ગમતી હોય; તો આ ગીત ગોવિંદનાં કાવ્યો વાંચો.” કવિશ્રીનાં પતિવૃતા પત્ની મરણ પામતાં રાધા અને કૃષ્ણના વિલાસનાં વર્ણનનાં અનેરાં પદ કવિશ્રીએ પીગળતા હૃદયે ગાવાથી પ્રભુએ તરતજ ત્હેમનાં પત્ની પદ્માવતીને સજીવન કર્યાં હતાં, આ પુસ્તક મૂળ સંસ્કૃતના રસને જરાએ ક્ષતી થવાં ન પામે તેવી સંભાળ રાખી, અમારા તરફથી ગઝલમાં ઉતારવામાં આવ્યું છે. ફક્ત ૧૦૦૦) ગ્રાહક નોંધાએથી તે :—

# ગઝલે ગીતગોવિંદ.

નામના મનહર નામથી બહાર પાડવામાં આવશે. અગાઉથ ગ્રાહક થનારનાં નામ પુસ્તકમાં અમર કરવામાં આવશે

કિંમત અગાઉથી. ૧-૪-૦   પાછળથી. ૧-૮-

તા. ક.—ફક્ત નોંધાએલાં ગ્રાહકો પૂરતીજ પ્રતો છપાવવામાં આવશે. બનશે તો પુસ્તકને સચિત્ર બનાવવામાં પણ આવશે.

લખો:—

ફુલશંકર જીવરામ પુરોહિત
મુખ્ય શિક્ષક—નાયકા
પોષ્ટ ખેડા.

